## એક વિજ્ઞપ્તિ

કોઇ પણ જમાનામાં લાયબ્રેરીની ઉપયોગીતા વિષે બે મત હોઇ શકે જ નહિ, તેમાં પણ આધુનીક જમાનામાં અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવાને લાયબ્રેરી એજ જ્ઞાનરૂપી પ્રકાશ પૂરો પાડનારી અગત્યની સંસ્થા ગણાતી હોવાથી, તે પ્રકારની સામગ્રીઓ વિપુલરીતે એકઠી કરવામાં, પ્રત્યેક સજ્જન હિતસ્વીએ પોતા તરફનો યથાશક્તિ ફાળો આપવાને હંમેશા કટિબધ્ધ રહેવું જોઇએ. લાયબ્રેરી એ દુનિયાની મહાન આરસીરૂપ હોવાથી તેમાં દુનિયાનું પ્રતિબિંબ પાડી શકાય છે. કેમકે શરૂઆતથી તે સાંપ્રતકાળ સુધી દુનિયાનું સ્વરૂપ નિરખવા માટે મુળ ભાષા ઉપરથી મંથન થઇને પ્રકૃત ભાષા રચિત બનેલાં વેદાંતાદિ અને ઐતિહાસીક પુસ્તકો તથા સાંપ્રત કાળમાં સામાજીક, ધાર્મિક, હુન્નર ઉદ્યોગ અને વૈજ્ઞાનિક પ્રસિદ્ધ થતા જતા પુસ્તકો અને સમગ્ર દુનિયાની ખબર પુરી પાડનારાં પ્રગટ થતા વર્તમાનપત્રો માસિકો, વિગેરેનો સંગ્રહ એકઠો કરવામાં દરેક વખતે નાણાનીજ આવશ્યકતા રહેલી છે. જેના વગર લાયબ્રેરીનું અસ્તિત્વ સંભવે નહી. તેમાવળી આ લાયબ્રેરીને સ્થાયિ ફંડ.બીલકુલ ન હોવાથી તેના નિભાવ ખર્ચનો સંઘળો આધાર ફક્ત ઉદાર ચીત્તગૃહસ્થોની ઉદારતા ભરેલી સહાયતા ઉપર રહેલો હોવાથી અમો પ્રજાપતિ જ્ઞાતિના હિતચિંતકો સર્વે બંધુઓને આ લાયબ્રેરીને કાયમની યથા શક્તિ મદદ આપવા જાહેર વિનંતી કરીએ છીએ અને અમો ઉમેદ રાખીએ છીએ. કે આથી દરેક ભાઇ યોગ્ય મદદ આપવાનું કર્તવ્ય યથાર્થ રીતે પરિપૂર્ણ બજાવશે એજ પ્રાર્થના.

પોરબંદર] લી. દાહ્યાભાઇ દેવા પાણખાણીયા

"પ્રજાપતિ મિત્રમંડળ લાયબ્રેરી"

## જ્ઞાતિ સમાચાર.

### મેટ્રીકની પરિક્ષા પસાર કરી

મુંબઈ:-અત્રેના એક યુવાનબંધુ શ્રી. રામજી નાગજી ઘેડીયાએ (ઉ. વ. ૧૯) મેટ્રીકની પરિક્ષા પસાર કરી છે.

જામનગર:-અત્રેના પ્રજાપતિ બંધુ શ્રી દેવજીભાઇ ઓઝાની એક પુત્રી શ્રીમતિ આનંદકુંમારીએ મેટ્રીકની પરીક્ષા પસાર કરી છે.

* * * એ બદલ બંન્નેને અમારા હાર્દિક અભિનંદન પાઠવીએ છીએ. એવાજ ઉત્સાહથી પોતાનો અભ્યાસ બંન્નેજણા આગળ વધારે એમ ઇચ્છીએ છીએ.

### વાર્ષિક સંમેલન

કરણગામ:-શ્રી પ્રજાપતિ વિદ્યાર્થી આશ્રમનું (નવસારી) પાંચમું વાર્ષિક સંમેલન અત્રે (તા. પલશાણા) વેસ્માનિવાસી શ્રીયુત ખુશાલભાઇ સુખાભાઇ મિસ્ત્રીના પ્રમુખપણા નીચે ગઇ તા. ૭/૮ મી. મે સને ૧૯૩૯ ના દીને મળ્યું હતું જે વખતે ઘણા ભાઈઓએ હાજરી આપી હતી. આશ્રમના કામકાજ ઉપરાંત બીજો મનોરંજક કાર્યક્રમ પણ ગોઠવવામાં આવ્યો હતો.

ધી ન્યુ લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ, આર્યા બિલ્ડિંગ, મસ્જીદ બંદર રોડ, માંડવી, મુંબઇ. ૩.